# અ ર્પ ણ

·અગમ નિગમની

સાધનાને

## આ લેખકનાં પુસ્તકો

: પ્રકટ :

૧ મેંદીનો રંગ
૨ રૂપલાલસા
૩ નિત્યપ્રિયા
૪ रामप्रज्ञाभिनिष्क्रमण ૧ ( ડોલનશૈલી )
૫ ,, ,, ૨ ( ડોલનશૈલી )
૬ મધુપ
૭ રાસરમણમ્ ( રાસ અને કાવ્યો )
૮ ગામડાની ગોરી ( ડોલનશૈલી )
૯ રાજ્વાસંતી ( ,, ,, )
૧૦ માનસરનાં મોતી ( બે ટૂંકી વાર્તા )
૧૧ યોગેશ્વર કૃષ્ણ ગોકુલેશ ( ડોલનશૈલી )
૧૨ ,, ,, રાસેશ ( ,, ,, )
૧૩ ,, ,, મથુરેશ ( ,, ,, )
૧૪ ,, ,, દ્વારિકેશ ( ,, ,, )
૧૫ ,, ,, ગીતેશ ( ,, ,, )
૧૬ ,, ,, યોગેશ ( ,, ,, )
૧૭ પ્રણય-રાસ-બંસરી

— અપ્રકટ —

૧૮ રોશનાઇ ( ટૂંકી વાર્તાઓ )
૧૯ પ્રણય-નૈયા
૨૦ અને આવની કાલે
૨૧ મારો એકરાર-૧
૨૨ પ્રણય-એકરાર-૨
૨૩ પ્રેમનો સાર
૨૪ પ્રેમયોગી ( ડોલનશૈલી )
૨૫ અમૃત-મંથન ( ,, ,, )
૨૬ મંદાકિની
૨૭ અનામિકા
૨૮ દિગ્ધર
૨૯ મનસા

# એક બોલ

વાંચનાર ! ડોલનશૈલીમાં રામપ્રજ્ઞાભિનિષ્ક્રમણના બે ભાગ ક્રમે ક્રમે બહાર પાડયા એને રામભક્તોએ ને રસજ્ઞ વિદ્વાનોએ આશિષ્યા.

પછી એનાથી પ્રોત્સાહિત બનીને ' યોગેશ્વર કૃષ્ણ ' ના ૭ ભાગ— ગોકુલેશ, રાસેશ, મથુરેશ, દ્વારિકેશ, ગીતેશ ને યોગેશ—બૃહદ્ ગુજરાત સમક્ષ રજૂ કરું છું.

શ્રી કૃષ્ણજીવનની અનેકવિધ સંપત્તિએ સૈકાઓ લગી આર્યાવર્તને પ્રેરણા આપી છે ને હજીયે આપશે એ નિઃસંશય છે.

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

**પ્રથમ ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગોકુલેશ :** યુગ દ્વાપરની અંધારરાત્રિ વિદારવા ને પૃથ્વીએથી પાપીઓનો ભાર ઉતારવા શ્રાવણ વદ અષ્ટમીની મેઘલી રાતે એ મથુરાના કંસના કારાગૃહે જન્મ્યો : અને પિતા વસુદેવ ને જન્મદાત્રી દેવકીને અંતરપ્રેરણા દઈ ગોકુલ-ગમન કર્યું.

પછી તો એ આનંદસ્વરૂપ કનૈયાની બાળલીલાએ સારાયે ગોકુલ ગામને ઉલ્લાસને હેલે ચડાવ્યું.

યમુનાજીના કાંઠે એ ગાયોના ગોવાળે ધેનુ ચરાવી, મહી–માખણ ખાધા ને અનિષ્ટ તત્ત્વોથી ગોકુળિયાને ઉગાર્યું.

પછી ભાનુભાનતનયાના મિલન થયા. રાધિકાજી સખીઓ સંગે પાણીડાંએ પધારતી તે જાણે આભનો ચંદ્ર ધરતીએ ચાલતો લાગતો ને સખીઓ તારાગણ શી શોભતી.

રાધિકાજી ભાગવતમાં નથી, પણ દેવીભાગવતમાં, કૃષ્ણ ઉપનિષદમાં અને પદ્મપુરાણમાં છે. વળી વેદોમાં પણ **રાધમ્** શબ્દ વપરાયો છે. **રાધમ્** એટલે આરાધના.

અને એ કૃષ્ણ-આનંદિકા રાધિકાજીને મેં કૃષ્ણજીવનમાં શૃંગારે ગૂંથી છુપાયેલું આધ્યાત્મિક રહસ્ય દાખવવાનો પ્રયાસ કર્યો છે **યોગિભિ-ર્ધ્યાનગમ્યમ્** એવા યોગીઓના ઇશ્વરનું—યોગેશ્વર તત્ત્વનું—મેં આખીયે કથામાં અધિષ્ઠાન રાખી શૃંગારને સ્પર્શ કર્યો છે.



**બીજો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—રાસેશ :** ગુજરાતના રસિક કાવ્યમર્મજ્ઞો ! કનૈયાના વૃંદાવનના રાસ ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં પ્રથમ વાચના શૃંગારમય લાગે છે, પણ વેદો ને ઉપનિષદોના અધ્યયન પછી આપણને જાણ થાય છે કે એ રૂપક છે. વેદ ઉપનિષદનાં ગૂઢ તત્ત્વો સમજવાની કેડીએ નહીં પરોવાનારને માટે ભક્તિરસ દ્વારા જ્ઞાન મેળવવાનું શ્રીમદ્ભાગવત શ્રેષ્ઠ સાધન છે.

' યોગેશ્વર કૃષ્ણ : રાસેશ 'માં ' રાધાનો સ્વમર્મસાર ', ' પ્રાણેશ્વરનાં પ્રકટ દર્શન ', **સોઽહમ્ શ્યામ** ને ' રાસપંચાધ્યાયી ' એ પ્રકરણોમાં ગધા-તરને મેં જુદી જ દૃષ્ટિએ આલેખવાનો પ્રયાસ કર્યો છે.

રાસ–રાસેશ્વરી રાધિકાની નેત્રપલ્લવી કૃષ્ણ–રાધાનાં અદ્વૈતનું સાધન હતું. કનૈયો યમુનાકાંઠે વેણુ બજાવતો એ સુણી કંકણરણકારે વ્રજાંગનાઓ યમુનાકાંઠડે જતી. પછી એક દિ' કૃષ્ણે મુરલી દ્વારા સામવેદનું સંગીત રેલવ્યું ને રાધિકાજીને સંગે વ્રજાંગના–રાસ રેલવ્યો ને છ...છ...માસ આભે થંભાવ્યો ચંદ્રમાને.

સમાધિસ્થ કૃષ્ણ–ગોપીઓના રમણનો એ હતો અનંત રાસ. એ રાસની ઉચ્ચ કક્ષાએ વ્રજાંગનાઓને ઉડાડયા પછી શ્રીકૃષ્ણ અવતરણનાં કાર્ય કરવા વૃંદાવન છોડતા હતા.

શ્રીકૃષ્ણ મથુરા ગયા પછી રાધિકાજીનું શું થયું ? એ વિષે કૃષ્ણોપનિષદ્, પદ્મપુરાણ, દેવીભાગવત વગેરે મૌન સેવે છે. એ મૌન મને નથી રુચ્યું; અને તેથી સ્વયં રાધિકાજી વૃંદાની માળા કૃષ્ણકંઠે અર્પે ને પછી કૃષ્ણના મથુરાગમને રાસેશ્વરી રાધિકા રસો વૈ સઃ ના કંઠે અર્પેલી તુલસીની માળાએ સમાઇ જાય, એ ભાવના મેં યોજી છે.

કૃષ્ણ વિનાના ગોકુળમાં કેમ રહી શકે રાધારાણી ? રાધિકાજી એટલે પરાપ્રકૃતિ......શુદ્ધ માયા પરમેશ સંગે જ હોય ને ?



**ત્રીજો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—મથુરેશ :** અને રાસેશ્વરે વૃંદાવનનું રમતિયાળ જીવન તજી યુગદ્વાપરમાં પાપી માનસ ધરાવનારાઓના ભારે ઊલટી આર્યાવર્તની અમર સંસ્કૃતિને જીવંત રાખવા મથુરાગમન કર્યું. ત્યાં કંસવધ કરી ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો; પણ છતાયે યાદવરાજ્યના સૂત્રધાર તો પોતે જ હતા અને ભારતને બૃહદ્‌ભારત પણ બનાવવાના હતા, એ તો યુગદ્વાપરની વિધાત્રીયે ભાખતી હતી.

હવે મથુરાનો પ્રદેશ સપાટ ને કુદરતી સંરક્ષણ વિહોણો હતો શ્રીકૃષ્ણને ભારતીય સસ્કૃતિના નાશકર્તા બનેલ રાજવીઓની સામે મોરચા માડવાના હતા એવે કાળયવને મથુરાને ઘેરો ઘાલ્યો યાવની સેનાના પ્રચડ ધસારા સામે યાદવોનુ બળ ગૌણ હતુ. એ પારખી શ્રીકૃષ્ણે યાદવો સગે મથુરા તજ્યુ ને સૌરાષ્ટ્રના સાગરઆરે દ્વારિકા નગરી વસાવી



**ચોથો ભાગ યોગેશ્વર કૃષ્ણ—દ્વારિકેશ** પછી દ્વારિકાએ વસી શ્રીકૃષ્ણે ભારતવર્ષથી પાપીઓના ભાર ઉતારવાની પીઠિકા રચના માડી દ્વારિકા ભૂશિરબિંદુ પર વસેલુ હતુ, કેમકે સૌરાષ્ટ્રદ્વીપને સાગરના જળની કિલ્લેબધી હતી પછી એ સુરક્ષિતતાએ વસી દ્વારિકેશ શ્રીકૃષ્ણે ભારતવર્ષના રાજવીઓ સગે સપર્ક વધાર્યો મૈત્રીની ગ્રથી બાધીને કે રાજવીઓની રાજકુમારીઓને પરણીને અને પછી મડાણો દ્વારિકેશનો ગૃહસસાર યુગદ્વાપરે પ્રવર્તતી સસારની ગૂચવણોને ઉકેલના.

વાચનાર ! એવે ભારતના પાટનગર હસ્તિનાપુરે કૌરવો ને પાડવો વચ્ચે દ્વદ્વ ક્લેશ મડાણા હતા સસારની તુલાએ સત્યનુ ઝામડુ પાડવપક્ષે હતુ, અને શ્રીકૃષ્ણે પાડવને સાથ દીધા



**પાંચમો ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગીતેશ** પછી કુરક્ષેત્રની મહાભારત-શેતરજે જે દ્દાનવના વેણુ-મજવૈયાએ યુગદ્વાપરની સસારશેતરજે અનાયુધ રહી, પાર્થના સારથિ બની, શાંત સમતોલ ચિત્ત રાખી અગિયાર અક્ષૌહિણી સેના સામે સાત અક્ષૌહિણીથી વિજય અપાવ્યો

એમા અર્જુન-વિષાદ વખતે એણે ગીતાના જે અનુપમ જ્ઞાન દીધા તે વેદો ને ઉપનિષદોનુ દોહન છે सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दन

ભારતવર્ષે અવતરી યોગીઓના એ ઇશ્વરે અવતરણની સિદ્ધિ કરી. કુરુક્ષેત્રના સંહારયજ્ઞે પાપીઓના હવિ હોમી પૃથ્વીનો ભાર ઉતાર્યો.

અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના પ્રયોગ પછી ઉત્તરાની કૂખેથી મૃત બાળ પરીક્ષિત ઊતરે છે ને યોગસિદ્ધિએ શ્રીકૃષ્ણ એને જીવતદાન આપે છે. ૧૫૪-મા પ્રકરણમાંની યોગસિદ્ધિની પરાકાષ્ઠા સાનમાં સમજાવવાનો મેં પ્રયાસ કર્યો છે. યોગેશ્વર કૃષ્ણના છયે ભાગમાં '**पातजलयोगदर्शन**' ના આધારે મારી બુદ્ધિ અનુસાર શ્રીકૃષ્ણના ચમત્કારોના ઉકેલ શોધવા મેં પ્રયાસ કર્યો છે. એ કેટલે અંશે સફળ થયો છે તે તો આપ વાંચનારમાંના યોગાભ્યાસીઓ જ કહી શકશે.

મેં ઉચ્ચ કોટિના નહિ પણ હલકી કોટિના યોગના મનોબળના પ્રયોગો તો પ્રત્યક્ષ નીરખ્યા છે, અને મને. ખાતરી થઇ છે કે સાત્ત્વિક આહાર-વિહારે ને યોગ-અભ્યાસે યોગસિદ્ધિ દુષ્કર નથી.

એક દૃશ્ય મેં મુંબઇમાં નજરે જોયું હતું આપણા એક હિંદી મલ્લ-રાજનું વજન ૨૩૦ પાઉન્ડ કાંટાએ જોખતાં મેં જોયું, પણ પછી સ્તંભન કર્યું ત્યારે ૪૬૦ પાઉંડ થયું. હવે રામાયણકાળમાં અંગદનો પગ કોઇથી ન ઊપડયો...કે કુરુક્ષેત્રમાં શ્રીકૃષ્ણ **સંયમે** પાર્થરથ એક તસુયે કર્ણના બાણે પાછો ન હઠતો, ને પછી અર્જુનના વધ્યા અહંકારે શ્રીકૃષ્ણે સ્તંભને વિદારી ભાર ઓછો કર્યો ને કર્ણબાણે રથ દડા જેમ ઊડયો, એ યોગ-પ્રક્રિયાની પ્રતીતિ દે છે.

હું પોતે જ......પ્લેટો, ટૉલસ્ટૉય, રસ્કીન, ઇમર્સન, સ્વીડનબોર્ગના ગ્રંથો વાંચી ગ્રંથને ડોહ્યો. પછી રાજકવિ કલાપીનો 'સ્વીડનબોર્ગના ધર્મ-વિચાર' ગ્રંથ વાંચ્યો. કલાપીએ હદ કરી છે......મને

કદાચ એ જ કારણે ધર્મ-અભ્યાસી મણિશંકર રત્નજી ભટ્ટ ઉર્ફે કવિ કાન્તે કલાપીના આ લેખથી ખ્રિસ્તી ધર્મને અપૂર્ણ માની ફરી હિંદુ ધર્મ સ્વીકાર્યો હશે.

એ વિચારની ગડમથલે હું હતો એવે આંધશ્રદ્ધાળુ પૉલ બ્રંટનનું 'The Search in Secret India' નામનું પુસ્તક મારે હાથ પડ્યું. એ નિરીશ્વરવાદી પૉલ બ્રંટન પ્રથમ આફ્રિકાના પિરામીડ તરફ ગયો...અને પછી મળતી મનઃપ્રેરણાએ રમણ મહર્ષિના આશ્રમે જાહ્નવીને તીર વારાણસી ગયો. ત્યાં એને એક યોગી મળ્યો. એને પૉલ બ્રંટને એના મનોમંથનની અને યોગ વિષેની જિજ્ઞાસાથી કરેલ પરિભ્રમણની કથા કહી. પછી એક ચકલીને મારવાનું કહ્યું. પૉલ બ્રંટને તેને મારીને બરાબર તપાસ્યું કે 'એ જીવવિહોણી છે!' પછી પેલા યોગીએ એને જીવંત કરી!

આ કાળે જો વારાણસીનો યોગી ચકલી જીવંત કરે તો ઉત્તરાપુત્ર પરીક્ષિતને કેમ ન જીવતો કરે યોગીઓનોયે ઇશ્વર કૃષ્ણ?

પશ્ચિમના વિજ્ઞાનની અસરે ઘેરાયેલા આપણા માટે એકદમ યોગ વિષે જાણવું બહુ દુષ્કર છે. Science has studied external world and Yoga internal world. ગુરુઓ પણ અધૂરાં પાત્રોને એ શક્તિ નથી આપતા—એવી બીકે કે એ એ શક્તિનો દુરુપયોગ કરે. હજારો વર્ષ પૂર્વે ભારતની નાલંદા યુનિવર્સિટીમાં ફક્ત ઉચ્ચતર માનસિક ભૂમિકાએ પહોંચેલાને જ જ્ઞાન ઝીલવા આવવાની પરવાનગી મળતી. એ તો ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતા છે.

પરમયોગી રામકૃષ્ણ પરમહંસનો એક દાખલો છે કે 'अष्टावक्र-संहिता' એ ખાટલાના ઓશિકા નીચે સંતાડી રાખતા. ફક્ત સ્વામી વિવેકાનંદને જ એ વંચાવતા કે જેણે પૂર્વનાં ઉચ્ચ જ્ઞાન સહેલામાં સહેલી

રીતે પશ્ચિમમાં પીન્સ્યાં. પૂર્વ ને પશ્ચિમની સંસ્કૃતિનો શો ભેદ છે, એ વિષે સ્વામી વિવેકાનંદે વિલાયતમાં એક પ્રશ્નકારને સંક્ષેપમાં કહ્યું હતુ કે 'You live in time and we live in eternal!' એ જ વિશિષ્ટતા છે આર્ય સંસ્કૃતિની. અમર સંસ્કૃતિ છે આર્યાવર્તની. જર્મન કવિ ગેટેના એક દૃષ્ટાંતે આપ રીઝશો. ગેટેએ સંસ્કૃતનો અભ્યાસ કરી મહાકવિ કાલિદાસનું 'શાકુંતલ' વાંચ્યું, ને પછી સ્વદેશ જર્મની જઇ માથે 'શાકુંતલ' મૂકીને એ નાચ્યો હતો!

"ગાંડો......ગાંડો......ગાંડો......!" પણ શું ગાંડાનાં ભરાય ગાડાં? અને ગેટેએ કહ્યું, "પૂર્વે ઊગે સૂર્ય ને પશ્ચિમ એનાં તેજ ઝીલે છે. હજી તો 'શાકુંતલ' વાંચ્યું છે મેં; પણ એથી શ્રેષ્ઠ તો 'રામાયણ' ને 'મહાભારત' છે; અને એ વંચાશે ત્યાં લગી અમર છે આર્યાવર્તની સંસ્કૃતિ!"



**ભાગ છઠ્ઠો : યોગેશ્વર કૃષ્ણ—યોગેશ :** મે 'ગીતેશ' પૂર્ણ કર્યા પછી 'યોગેશ્વર કૃષ્ણ—યોગેશ' લખ્યું. મને એક મિત્રે પૂછ્યું કે 'શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર પછી પચીશ વર્ષ શું કર્યું?' અને મેં ઉત્તર આપ્યો કે 'ભૂંસાતી સંસ્કૃતિને ફરી સજીવન કરાવવામાં પ્રોત્સાહન દીધું.'

મહાભારત, ભાગવત, શાંકરભાષ્ય વગેરે અનેક અમર સાહિત્યનાં બીજ એ શાંતિનાં સમયે વવાણા છે.

અત્યારના જમાનામાં તો શાંતિ જ આપણે વિસારી છે. Leisure is the lost art of the modern world. કુદરત એ પરમ શાંતિના પાઠ શીખવે છે. પણ કોને પરવા છે એ ઝીલવાની?

ओम्...ओम्...ओम्...' એ ૐકારની શાંત છાયા યોગેશમાં આલેખવાનો મેં પ્રયાસ કીધો છે. માંડૂક્ય અને છાંદોગ્ય ઉપનિષદના સામવેદનો ૐકાર સ્વર મેં એમાં ગૂંથ્યો કે જ્યારે સિદ્ધાશ્રમના યોગેન્દ્રો શ્રીકૃષ્ણને દર્શને દ્વારિકા આવે છે.

યાદવાસ્થળીના શાપ પછી મેં ઉદ્ધવના જ્ઞાને મારાં ઉપનિષદોનાં અધ્યયન સંક્ષેપે ગૂથવા પ્રયાસ કર્યો છે.

પણ પછી ' તુલસીશ્યામ 'ની સ્થાપના.

રૈવતાચળ ગિરિવને ( ગિરનારને છાંયે ) તુલસીશ્યામ તીર્થધામ છે. એની સ્થાપના—ઉત્પતિ—ના ઇતિહાસનું તથ્ય ગમે તે હોય; પણ મારી કલ્પનાએ તો શ્રીકૃષ્ણકંઠે અર્પેલી જે તુલસીની માળાએ રાધિકાજી સમાણાં હતાં એ માળાનું ' પ્રભાસગમન ', ' યાદવાસ્થળી ' ને ' ત્રિચક્રવેધ ' પહેલાં શ્રીકૃષ્ણ ગિરિવને સ્થાપન કરે એ મને વધુ સુયોગ્ય લાગ્યું છે.

યોગેશ્વરે વૃંદાની માળા પધરાવીને ' રાધા—તુલસી 'ની ને ' શ્યામ—ઘનશ્યામ 'ની ઉપાસનાના પવન વાતા રાખ્યા છે. જે સંસારીઓ એ ઝીલે એ જગ તરે !

કેટકેટલાં આ ઝીલશે, કહેશો ?

વિશ્વનું જ્ઞાન સંસારીઓને પુકારીને કહે છે કે ' જાગો ! જાગો ને ડગ ભરો લક્ષ્યે રાખ્યાં નેત્ર ! ને નેત્ર રુકતો અનામીનું ! ત્યાગ છે પરમ સિદ્ધિ સંસારના સ્વરપ્રતિસ્વરની, જેના તારએકતાર મુક્તિપ્રશ્ને લાગ્યા...... લાગ્યા છે !

सर्वं खल्विदं ब्रह्म ॥

## અનુક્રમ

### ( ગોકુલેશ )



### ( રાસેશ )

## ( द्वारिकेश )

## ( ગીતેશ )

# યોગેશ્વર કૃષ્ણ

## [ યોગેશ ]

( ૧૫૫ )

## કૃષ્ણદર્શને સિદ્ધાશ્રમના યોગેન્દ્રો

ભારતના સંહારયજ્ઞે પુનિત
ભાર ઊતર્યો પૃથ્વીનો.

દુષ્ટોના હોમાણા હતા બલિ
કુરુક્ષેત્રના સંહારયજ્ઞે
ને એની જ્વાળા ..
આભના ગોરાભે આલેખતી'તી અક્ષર
' વિમુક્તિ ..વિમુક્તિ . વિમુક્તિ ..!'

ધરણીનો વધ્યો ઉચ્છ્વાસ
વિશ્વાસના શ્વાસે સમગતિક બન્યો હતો.
એના પર કરતા'તા દૃષ્ટિપાત
હિમાદ્રિના કૈલાસશિખરે ઊભા
જટાધારી મહાદેવ દેવ

આભનરવેથી ઊતર્યાં અવનીએ
સ્વર્ગની મંદાકિનીના નીર ગંગોત્રીએ
હિમાદ્રિના શિખરો વીંધી
બ્રહ્મપતરંગી જાહ્નવી પોઘનદની વહીને
પહાડોના કોતરો વીંધતી વીંધતી
અવતરણ કરતી'તી ધરણીએ.

એવે રાજહંસનું ૧૬

હિમગિરિની ઉડ્ડયનપ્રદક્ષિણા કરતું
કૈલાસશિખરેથી નિહાળ્યું કૈલાસેશ્વરે
" ઓ રાજહંસ...!
ઊડો માનસરોવરને પેલે પાર,
ને આદેશ દો સિદ્ધાશ્રમના યોગીઓને
કે યુગ–અવતારી યોગીઓના ઈશ્વરનાં
દ્વારામતીએ સચરી કરે દર્શન ! "

એ જટાધારી ઉમાનાથ
કૈલાસશિખરેથી કરતા વિશ્વદર્શન
નિહાળી રહ્યા રાજહંસોને.
આભસમીર વાતો'તો
મંદ ..મંદ...ધીરો...ધીરો...
શું શ્વાસની ગતિમંદતાએ હશે
યોગીઓના આત્મ–એકતાર ?

° ° °

અને સિદ્ધાશ્રમે...
તપસ્વીઓનો એ તપસ્વીશ્વર
સિદ્ધ આસને કરતો'તો સાધના...
' આત્મા...' ' બ્રહ્મ...' ' પરબ્રહ્મ...'

મંદ...મંદ...વાતો'તો સમીર,

ને એ સિદ્ધ યોગીની સાપકાચળીશી ધવલ જટા
યોગગંગાના વહન શી લહેરતી
સારા યે સિદ્ધાશ્રમને દેતી'તી આદેશ
કે 'જ્ઞાનીઓ ! ભક્તિ સાધો ।'

એ કૃશદેહે... ..
અગાધ હતા મનસ્-તપ
તપપ્રભાવે પારખ્યો'તો આત્મા.
એવે રાજહંસોએ દીધો...
પરમાત્મસ્વરૂપ મહોપાસકનો આદેશ
કે "પરબ્રહ્મના એકતારી અનતારી
યોગેશ્વર કૃષ્ણના દર્શન
સહેજે સુલભ છે દ્વારામતીના સાગર-આરે !"

અને આભના ઊડંતા રાજહંસ
મહાદેવ દેવના લાવ્યા સંદેશા,
જે યોગપ્રક્રિયાએ ઝીલ્યા સિદ્ધ યોગીએ,
ને ધરણીએ ઢળ્યાં ધવલ નેત્રની પાંપણ ઉઘાડી
સારા યે સિદ્ધાશ્રમને પાઠવ્યો સંદેશ.
"યોગીઓ ! સત્-ચિત્-આનંદરૂપ
સચ્ચિદાનન્દના દર્શને સંચરો.

નેત્રદર્શને થશે મનઃસ્પર્શન,
ને સૂક્ષ્મ જીવાત્મા કરશે
પરબ્રહ્મની વહેતી આત્મસરિતાનાં પાન.
એ યોગીઓ...!
યોગ છે અમરત્વ જાણવાને કાજ.
શાશ્વત છે आत्मा-ब्रह्म
ब्रह्म सत्यम ने जगत् मिथ्या !"

× × ×

અને......!
વિશ્વનાં પંચતત્ત્વો આનંદતાં'તાં આજ
ઝૂલતાં આનંદ-ઝૂલણાએ
હીંચકો બાંધી આભ-ગોરાંભાના કડાએ
કે સંસારમાયાના મહારાજ્યે વસના
પ્રજ્ઞાનની સિદ્ધિને કાજ
પડદો ઊંચકી મહામાયાનો
માયાવિશિષ્ટ યોગેશ્વરના દર્શને
જ્ઞાન, વિજ્ઞાન ને ભક્તિએ સંચરે છે
ગિરિ હિમાદ્રિના યોગીઓનું વૃંદ !"

° ° °

અને યોગ-પાંખડીએ ચડીચડીને
ગગનવિહાર કર્યો સિદ્ધ યોગીઓએ.

પછી હિમાદ્રિના યોગનંદનવનનાં ફૂલડાં જાણે
પરબ્રહ્મની વાડીએ વેરાણાં.

એ રસોદ્યાન દ્વારામતીનુ
' ગોમતી 'ના કાંઠડલે હતું.
પંખીડાં કરતાં'તાં કિલ્લોલ,
ને નૃત્ય કરતા'તા મયૂર.
પ્રકૃતિ બજાવતી'તી વીણા,
ને વેદબ્રહ્મના ઠોલકે
પુરુષ દેતો'તો હીંચની થાપી.
ઝૂલો ઝૂલતો હતો
ધીરો...ધીરો...ને ધૈર્યે ધારો,
સંસારની આમ્રવૃક્ષડાળે બાંધ્યો,
ઝૂલણેઝૂલણે પ્રશ્નતો કે
' જગત કોનું છે ? '

યોગ-ચાખડીએથી ઊતર્યા યોગેન્દ્રો
આત્મદર્શન કરતા'તા ઘનસ્યામનાં;
ને ચીચૂક...ચીચૂક...
ઝૂલણે ઝૂલતો'તો ઝૂલો.
હિંચોળતી'તી રુક્મિણી મહારાણી.



૨૬૫૧૦

" મહારાજ ! સિદ્ધાશ્રમના યોગેન્દ્રો પધાર્યા ! "
" દેવી ! પરબ્રહ્મના મારગડાના પથિક છે ! "

અને સંસારના યોગીઓને
પર-સંસાર યોગેશ્વરે દીધી આશિષ.

એવે મંદ... મંદ... વાતા'તા અનિલ
સાગરતરંગે ઝીંણીઝીંણને,
ને વૃક્ષપાન કરતા'તા હલન.
એવે દશ્યમાન થયો સિદ્ધ યોગેન્દ્રોને
યોગેશ્વર કૃષ્ણના દર્શને
ભૂઃ... ભુવઃ... ને સ્વઃ......
ઋગ્વેદ, યજુર્વેદ ને સામવેદનો સાર.
" સિદ્ધ યોગેન્દ્રો ! પધારો......
પાવન થઇ છે દ્વારામતી આજ.
શાં શાં કરું આપસન્માન ? "

એ કૃષ્ણવેણુલે......
જાણે શાંત બની'તી પ્રકૃતિ
એવે વૃદ્ધ સિદ્ધ યોગેન્દ્ર વદ્યા વેણ,

" યોગીઓના ઇશ્વર ! મહાદેવ–દીધા આદેશે
આપ પાવનકારીના દર્શનાર્થે આવ્યા ! "

અને ગોમતીસરિતાના કાંઠડાના બાગે
યોગેન્દ્રો બિરાજ્યા યોગ–આસને,
ને વેણલાં સર્યા સિદ્ધાશ્રમના સિદ્ધેન્દ્રના :
" પ્રભો ! અભિલાષા સેવું છું એક—
નૃત્ય નિહાળવાની ને સ્વરગાન સુણવાની ! "

એ વેણુલે......
આશ્ચર્ય પ્રસર્યું સારા યે યોગેન્દ્રવૃંદે
કે ' સિદ્ધેન્દ્ર રાજરીઠ નિહાળી
શું સંસારે લપટ્યા ? '

અને ગજાોઓએ કીધા છાના ઉપહાસ
સૌંદર્યગર્વિલી બનીઠનીને
કે ' સુંદરી મુકાવે છે જગને
યોગીઓ ને મહાયોગીઓના માન '
એવે વદ્યા યોગેશ્વર કૃષ્ણ,
" સિદ્ધેન્દ્ર ! મહદ્ ભાગ્ય દારામતીનાં છે

કે સિદ્ધાશ્રમના આપ મહાનુભાવો
યદુનગરીએ સુણશો ગાન ! "

એ વેણુ સુણી...
સત્યભામા વદી જાંબુવંતી–કર્ણે,
" બહેની ! મહારાજના નમ્ર મર્મ
યોગીઓને યે સંસારી કરશે ! "

અને વાતાવરણે ભાસ્યું
કે કૃષ્ણરાજ પાઠવશે સંદેશ,
ને નર્તકીઓના નાટારંભના ગાને
ઉદ્યાનના ફૂલડેફૂલડે...
રેલશે આનંદના હેલા.

પણ એવે અચ્યુતે...
આભના ભારકરે સાધ્યા દોર,
ને વિરાટ આભેથી પછી
સામવેદના સુણાયા સ્વર–પ્રતિસ્વર.

હા ચમત્કાર...!
અલૌકિક હતાં સ્વરગાન,

ને નિરુદ્ધદશાએ થયા સર્વ માનવ.
પછી ‘ ૐ...ૐ...ૐ...’ના નાદ
જાણે ગાજ્યા આકાશે સર્વવ્યાપી
વિશ્વસંબંધી, તૈજસ્ ને પ્રાજ્ઞ
વિરાટ હિરણ્યગર્ભ ને ઇશ્વરના સાક્ષીરૂપ
‘અ’...‘ઉ’...ને ‘મ’...ના નાદે
ચૈતન્ય ભાસતું’તું યોગેન્દ્રોને
પરમ રમણાએ ચડ્યું આજ.

એવે સુણાયા સર્વને
યોગેશ્વર કૃષ્ણના વેણ,
“ યોગેન્દ્રો ! ૐકારના જ્ઞાનયજ્ઞની
આજ છે બ્રાહ્મિધ્યાન ક્રિયા.
વિજ્ઞાનમાં દો પ્રકૃતિની આહુતિ.
માયાની જાળ તૂટશે જ્ઞાનાગ્નિએ...
ને બિંદુ...બિંદુ...બિંદુ છે સાક્ષી જ્ઞાને.
ॐ मित्येतदक्षरमिदं सर्वम् ॥
વિશ્વ ૐ રૂપ છે.
વિશ્વ બ્રહ્મરૂપ છે તેથી ૐ એ બ્રહ્મ છે.
વિશ્વમય છે ૐકાર,
ને ૐકાર છે અક્ષરબ્રહ્મ ! ”
‘ ૐ...ૐ...ૐ...

( ૧૫૬ )

## પિંડારકતીર્થધામે યાદવોને શાપ

એ પિંડારકતીર્થધામ
યાત્રાળુઓનું હતું મથક.

ભક્તિ–વત્સલ જનનાં વૃંદ
ઊમટતાં'તાં ટોળેટોળાં મળીને,
અને સિદ્ધાશ્રમના યોગેન્દ્રો યે
દ્વારિકાએથી પધાર્યા હતા પિંડારક.
રમ્ય સ્વર્ગની ધરતીના પરે રમણીયતાનું
ઉચ્ચ વાતાવરણ જામ્યું હતું.
મનને નિસર્ગની સુંદરતાએ લાધે મન:શાંતિ,
ને એ શાંતિના સંદેશવાહકો
પિંડારકતીર્થના મંદિરસમીપના અરણ્યમાં
નાના સરોવરિયાને કાંઠે કરી નિવાસ
મન:આનંદની ઉચ્ચ કક્ષાએ
આનંદતા હતા નિસર્ગની રમણાએ.

અનિલ વાતા હતા મોકળા,
ને દિ'ના બીજા મુહૂર્તે
વૃક્ષલતા વીંધીને સૂર્યકિરણ
સપ્તઋષિ શાં સ્નાન કરતાં'તાં સરોવરિયે.

દૂર પણ દૃષ્ટિમર્યાદાએ
ઉપવનનાં ચરતાં'તાં હરણાં,
ને સિદ્ધાશ્રમના ઋષિકુમારો

મૃગચર્મ ને કમંડળ ગ્રહીને
સિદ્ધ યોગેન્દ્રોની મંડળીથી દૂર
વૃક્ષે લૂમ્યાંઝૂમ્યાં ઉતારીને ફળ
એકત્ર કરતા'તા આહારને કાજ.

•

એવે...!
સમીપ આવ્યું કિશોરોનું વૃંદ.
શિરે સોહંતા'તાં મણિમય મુગટ;
કરે ધર્યાં'તાં ધનુષ્ય, અને
ભાથે ઝબકતાં'તાં સુવર્ણફળાં તીર.
સૌંદર્યનું કિશોર-યૌવન
શું વન-રમણાએ પધાર્યું હતું ?

સિદ્ધાશ્રમના યોગીઓએ
નેત્રોએ પીધું એ દૃશ્ય.
એવે સમીપ આવ્યું કુમારોનું વૃંદ,
ને સંગાથે દીસી સગર્ભા નાર.
પછી ચરણસ્પર્શ કરી પ્રણમ્યા કુમારો,
ને વદ્યો અગ્રગણ્ય એક,
" સિદ્ધાશ્રમના યોગેન્દ્રો...!
અમોઘ જ્ઞાનશાળી છો

તો કૃપાએ યોગનિરીક્ષણ કરી
દેશો પ્રશ્નના ઉત્તર ?"

એ વેળુલે...
સિદ્ધાશ્રમના યોગેન્દ્રોએ
આપસમાં લીધા-દીધા મનોવિચાર.
" કુમારો ! અવશ્ય પ્રશ્નો...
ઉત્તર દેશું એમ યોગપ્રક્રિયાના પ્રમાણે !"

અને...?
આમ્રવૃક્ષની એ ઘાટી છાંયે
ડૂબકી દેતાં'તાં સૂર્યકિરણ કોં'ક,
ને શીતળ વાતા સમીર
હીંચોળતા હતા વૃક્ષ-પલ્લવને.
" યોગેન્દ્રો ! અમ સંગાથે છે સગર્ભા નાર.
પુત્ર-અભિલાષિણી છે.
પુત્ર પ્રસવશે કે પુત્રી ?"

એ પ્રશ્ને......
નિહાળી રહ્યા યોગીઓના બાળ

એ સ્ત્રી-વેશધારીને...
પછી એક યોગીવરે
દશ્યે દીઠાનાં સત્ય પારખવા
સંયમ સાધ્યા યોગ્ય-પ્રક્રિયાએ
ને પારખ્યા ઉપહાસ...
કે 'વેશધારી કુમારે
સગર્ભા નારીના લીધા છે વેશ !'

અને ઉષ્ણતાનો પારો
ક્રમેક્રમે ચડ્યો ઉકળાટ-ઉછાળે.
'શું યોગીઓના ઉપહાસ ?'
અને પરોક્ષ એ પ્રશ્નાવલિ પછી
પ્રત્યક્ષ સર્યાં ક્રોધ-વેણ,
"ઓ ઉદ્ધતો ! મૂશળ જન્મશે એ સ્ત્રીએથી
ને કરશે તમ કુળનો નાશ !"

અને યોગીના આજે
પ્રસ્થાન કર્યાં શાપ આપી.
ને સિદ્ધેન્દ્ર ગુરુને સુણાવી વાત,
"પ્રભો ! શાપ દીધો છે હસનારને !"
"બેટા ! શાપે છે સિદ્ધિનો નાશ.

ક્રોધ–દમન એ પ્રથમ સોપાન છે
યોગલોકના અભ્યાસીને.
પેખ યોગીઓના ઇતિહાસ.
દુર્વાસા ને વિશ્વામિત્ર
બહુબહુ યે દીધા શાપ;
પણ ક્ષીણ કરી યોગસિદ્ધિને.
સંસાર–વિરક્તને વળી ક્રોધ શા ?''

° ° °

અને......!
ઉચ્છૃંખલ યાદવકુમારો કંપ્યા.
ઉપહાસ શું શાપે પરિણમ્યો ?
ને ધ્રૂજતાંધ્રૂજતાં......
જાંબુવંતીપુત્ર સાંબે
બહુરૂપી સગર્ભાના તજ્યા સ્વાંગ.
એવે દૃશ્યમાન થયું લોહમૂશળ.
શું શાપનું આ ફળ હતું ?

અને પિંડારક ઉપવનેથી
ક્ષોભને શોકે આચ્છાદાઇ
ડગ ભર્યાં યદુકુમારોએ.

અને એ દ્વારાસતીએ...

શન્યકાર શોકમસ્ત ભાસ્યો સંધ્યાએ,
શું તેજે ઉષ્માપાન કર્યાં 'તાં
સિદ્ધાશ્રમના બાળયોગીઓએ ?

ગગનતલેથી પશ્ચિમ દિશાએ ઊતરતો
તેજવિહોણો બન્યો સૂર્ય
ડૂબતો પશ્ચિમસાગરતળે,
ને અસ્તાચળના રક્તવર્ણા રંગ
ભયમસ્ત ભીષણ હતા.
' શું યાદવકુળનાશ ! '
એ યદુકુમારની મનઃપ્રશ્નાવલિએ
નેત્રોએ નીરખ્યાં અંધારાં.
રાત્રિએ ધારણ કર્યો હતો
કૃષ્ણ–મૃગચર્મ શો ગાઢ અંધકાર;
પણ ગગનતલે ચમકતા કો'કકો'ક તારલાએ
યદુકુમારોને દીધી દૈયા–આશ.
પણ...... ?
આશા સંગે સદા ય છે નિરાશા.

અને ઘોર અંધારી રાતે
વૃદ્ધ ઉગ્રસેનના રાજમહેલે

યદુકુમારો વ્યગ્ર બની પ્રવેશ્યા,
ને કહી એમણે વીતકકથા
સાંત્વન ...કે ...ગેલ ?

એના સૂચને સૂલ્યા ઉગ્રસેનરાજ;
પણ ગમ ખાઇ પછી
વીત્યા વીતકના આણ્યા તોડ
" ઉચ્છૃંખલ બાળકો ! બેહદ કરી છે.
કંપે છે મુજ હૈયું,
ને પ્રત્યક્ષ પેખું છું યદુવિનાશ
આ લોહ-મૂશળે...... ! "

...અને કરે ગ્રહી એને, નેત્રે કરી દૃષ્ટિપાત,
ડગમગ ડોલી રહ્યા ગનમાંહે
વૃદ્ધ ઉગ્રસેન યદુરાજ;
પણ પછી.........
વિચારણાની શ્રેણીએશ્રેણીએ
સૂચવ્યા કુળસંરક્ષણાર્થે મારગડા,
" બાળકો ! અનિવાર્ય છે યોગીઓના શાપ;
પણ વારણ કરવાં અંતે એનાં,
એ છે સંસારીઓની કર્મસિદ્ધિ.

લોહમૂશળનું કરો ચૂર્ણ,
ને પધરાવો એને સાગરજળે
દૂર...દૂર...દ્વારામતીના સાગરેથી."

•　　•　　•

...અને એ મોડી રાત્રિએ
પાણીપંથા ઘોડલે જોડયો રથ
પ્રભાસના સાગરકાંઠે ઊભો.
મહીંથી ઊતર્યા ચાર માનવ.
પછી લોહમૂશળનું કર્યું ચૂર્ણ,
ને પધરાવ્યું સાગરમોજાંએ.

એ ઘોર અંધારી રાત્રિએ
ભયભરત પણ ધર્મના નિશાચરોએ
આભ-તારલિયા પ્રતિ કીધું અટ્ટહાસ—
સંત-ઋષિમંડળને હાકલ દઈને
ને મર્દનવિહોણો છેલ્લો ટુકડો
સાગરનાં મોજાંએ ફેંક્યો.
"ઋષિઓના શાપની વ્યર્થતાની
આજ છે પૂર્ણ પૂર્ણાહુતિ !"

એ પેજુલાં નિતરંગનાં

સાગર–તરંગ–ગર્જનાએ ભળ્યાં,
ને યુગદ્વાપરની ઘોર રાત્રિએ
અંધકારને પૂછ્યો પ્રશ્ન
કાળચક્ર ઘુમણિયા લેતું 'તું'
દ્વાપર ને કળિયુગની સંધિએ,
ને હતા આખરી ઉધામા
કાળની શેતરંજે યાદવ–પ્યાદાંના.
ઘોરઘોર અંધકારરાત્રિએ
સાગરનાં મહામોજાંએ સ્નાન કરંતી મહાકાળીએ
ભીષણ કીધું અટ્ટહાસ્ય:
" ઓ કુરુક્ષેત્રના અવશેષો !
આખરી રુધિરતૃષા છે મુજ ખપ્પરને.
આવજો...આવજો... ! ઓ ! યાદવો !
આહ્વાન છે તમને અમ જોગિણીઓનું ! "

અને એ મહાકાળીના અટ્ટહાસ્યના
આભ–ગોરાભે પડયા પડઘા,
દિશાઓ ડગમગ ડગમગી
ને કાળી ચાદર અંધકારની
આભેથી પશ્ચિમ દિશાએ સરી વિલીન થઇ,
ને પૂર્વે ઊગ્યું પછી જાણે
રુધિરભીનું રક્તવર્ણું પ્રભાત.

( ૧૫૭ )

## દ્વારિકાપ્રલય–આગાહી

સારી યે યદુનગરીએ
યોગીઓના શાપનો હતો કોલાહલ.

પંખીડા સમાં ફડફડતાં'તાં માનવ.
સ્તંભન કર્યાં'તા અનિલે આજ
વ્યાકુળ કરવા યદુ-માનવને
ધારાવલિ પડતી'તી પ્રસ્વેદની,
ને દેહ શિથિલ ભાસતા'તા.

આ તે કેવું પ્રભાત ?
શાંત હતાં નોબત-નગારાં;
પણ અશાંત દિશાએથી
વિષાદકારી ઉદ્‌ભવતા'તા સ્વર.
ઉદ્યાન-ફૂલડાં થરથર ધ્રૂજી,
પાદડીએ પાંદડીએ કરમાઈને
પૃથ્વીએ ઢળતા'તા ચેતનરહિત.
' શો આ ઉલ્કાપાત ! '
એ મનોવેદનાએ ઉદ્ધવજી
કૃષ્ણમહેલના ચડયા સોપાન.
જાણે સારી યે દ્વારામતીની શાંતિ
એકત્ર થઇ હતી યોગેશ્વરમહેલે.
' શા ચમત્કાર...... ! '

એ મનોગત સમસ્યા ઉદ્ધવની
ક્રમેક્રમે વધતી ધપી.

યોગીઓના ઈશ્વર કૃષ્ણ ભાસ્યા
કાં ઉચ્ચ ભૂમિકાએ સમાધિસ્થ,
ને દોર સધાતા પેખ્યા ઉદ્ધવે
કાં પુણ્યવંતા પરલોકે.
" મહારાજ... ! મહારાજ... ! "

એ વિહ્વળ વેણનો શાંતપણે
યોગેશ્વરે દીધો પ્રત્યુત્તર :
" ઉદ્ધવ ! વ્યગ્રતા છે માનવપામરતા.
શા શા છે મનઃઉદ્વેગ ! "
...અને સારી યે નગરીએ...

સ્તંભન કરીને વિહ્વળ કરતો વાણુ
મંદમંદ વાતો'તો કૃષ્ણમહેલે
લહેરાવતો રમણીઓની ઓઢણીની કોર.
" મહારાજ ! મનઃસાક્ષીએ વદું છું.
યાદવો પ્રતિનો યોગીઓનો શાપ
અવશ્ય ભાસે છે અમિથ્યા.
મધ્યસ્થતા સેવી છે આપ મહાનુભાવે
પારખી કાં ભાવિનું પ્રમાણ;
પણ...પ્રભો...!
આપ સંચરશો કાં ઇંદ્રિયાતીત લોકે

હું સમા અલ્પ જીવને તજીને.
નથી આ માયાનો ભ્રમ.
મુજ ભક્તિ–અનુરાગ પુકારે છે
કે અસંભવિત છે આપ ત્યાગ !"'

...ને એ સપ્તલોકે વાતો આભનો પવન
પૃથ્વીલોકે દ્વારિકાએ વાતો'તો.
" ઉદ્ધવ ! અનિવાર્ય છે યોગીઓનો શાપ.
યાદવકુળના દુષ્ટોને સંહારે એ
છેલ્લોછેલ્લો ઉતારશે પૃથ્વીનો ભાર ! "
" મહારાજ...! '
" ઉદ્ધવ ! જ્ઞાની તું અજ્ઞાની બન.
રાત્રિએ દઇશ તુજને ઉપદેશ;
પણ પાઠવ સંદેશ અત્યારે
સારી યે યદુપુરીના ગૃહેગૃહે
કે ' રૈવતાચળની છાયાએ
તુલસીશ્યામની છે સ્થાપના કાલ
છપ્પનકોટિ યાદવને છે મુજ નિમંત્રણ
કે આબાલવૃદ્ધ નર–નાર
સોહાવે કાલ રૈવતાચળની છાયે
દ્વારામતીનો કરીને આખરી ત્યાગ ! ' "

અને...?

( ૧૫૮ )

## યોગેશ્વર કૃષ્ણે ઉદ્ધવને આપેલું જ્ઞાન

સારી યે યદુપુરીએ વિસ્તર્યો હતો
યોગીઓના શાપનો શોક.
તુલસીશ્યામની સ્થાપના હતી કાલ
રેવતાચળની સૌંદર્ય–છાયાએ.

પ્રયાણ હતાં આવંતા પ્રભાતે,
ને એ હતી......
સંધ્યા પછીની અંધારી રાત.
સમુદ્રતરંગે આરૂઢીને અનિલ
મહેલ-અવકાશિકાએ વાતા'તા મંદમંદ,
ને એકાંત એ શાંતિએ વિરાજ્યા હતા
વિશ્વેશ કૃષ્ણ ને મુમુક્ષુ ઉદ્ધવજી.
" ઉદ્ધવ ! પિપાસુ છે તું જ્ઞાનનો.
સંસારમાનવીઓના પ્રથમ શિક્ષણને કાજ
માધ્યમ છે કૃષ્ણપક્ષની રાત્રિ.
વિરાટના આભે નિહાળ
અસંખ્ય તારા નક્ષત્ર ને ગ્રહો.
વિરાટ શકિતની એ દેશે ઝાંખી ! "

અને આભના દર્શને
મંત્રમુગ્ધ મગ્ન બન્યા ઉદ્ધવજી.
" મહારાજ ! વર્ષોનાં વહાણાં વીત્યાં,
ને નિત્ય કીધાં છે આકાશ-દર્શન;
પણ ઊઘડતાં ભાસે છે આજ રાત્રિએ
અંતરચક્ષુએ ઢળ્યાં પડળ.
ભાસે છે વિશાળતા વિરાટ આભની,
ને મહીં નાનકડા પૃથ્વીલોકે ભાસું છું
અલ્પમાં અલ્પ પરમાણુ સમો હું માનવ ! "

વિચારગ્રસ્ત અટક્યા ઉદ્ધવજી.
પણ એ વિરાટ આભનો સર્વવ્યાપી
જે હતો દેહકોટે કેદ
એની હતી દુષ્કર ઓળખ
માયા–આચ્છાદિત ઉદ્ધવ–અંતઃકરણને.

અનિલ વાતા'તા……
ને સર્યાં મધુરાં વેણુ વિશ્વેશનાં :
" ઉદ્ધવ ! વિરાટ છું હું આભની વિરાટતાથી યે.
પરબ્રહ્મ છું સર્વવ્યાપક—अहं ब्रह्मास्मि ।
પછી અનેકરૂપ બન્યો હું—
एकोऽहम् बहु स्याम्...
एकोऽहम् बहु स्याम् ।
પછી ઈશ્વરી માયાના પ્રભાવે
મહત્ તત્ત્વ રેલવ્યું સંસારે.
મહીંથી ઉદ્ભવ્યું અહંકારનું આભ.
ત્રણ તારલા—સત્ત્વ, રજસ્ ને તમસના —
મોહ–અવકાશના ગોરંભે ઝબૂક્યા.
પછી તમસ્‌થી ઉદ્ભવી પંચતન્માત્રા
માટી ને ઘડાની સાપેક્ષતાએ.
સર્વવ્યાપક છે જેમ આકાશ
એમ માયા–ઉત્પાદિત સર્વ તત્ત્વે
વ્યાપક છે બ્રહ્મતત્ત્વ ! "

એ વિશ્વેશવેણુએ...
અગાધ તત્ત્વની આછી ઝાંખી
મુમુક્ષુના મનોમંથને મથી :
" પ્રભો ! બહુ પે દીઠી સંસારે
સારી–માઠી તડકી–છાંય.
અપેક્ષા છે હવે એક
કે બ્રહ્મતત્ત્વના સાંધું દોર;
પણ પારખ એની વિષમ ભાસે છે ! "

...અને ઉદ્ધવદેહેથી સર્યો નિઃશ્વાસ.
એ ઝીલી વદ્યા વિશ્વાસે યોગેશ,
" ઉદ્ધવ ! નાહમ્ થી પરખાય છે બ્રહ્મતત્ત્વ.
' જ્ઞાનેંદ્રિયો ' બ્રહ્મ નથી.
બ્રહ્મ નથી ' કર્મેંદ્રિયો '.
' પ્રાણ ' નથી બ્રહ્મ.
' મન ' બ્રહ્મ નથી.
નથી ' બુદ્ધિ ' પણ બ્રહ્મ ! "
" મહારાજ ! પછી બ્રહ્મ શી ચીજ ! "
" ઉદ્ધવ ! છતાં એ સર્વને પ્રેરણા દેનાર
બ્રહ્મ... પરબ્રહ્મ... છે—
નેતિ...નેતિ...નેતિ...! "

...અને વેદાંતના ગૂઢ સાગર મઝધારે

ડોલતી'તી ઉદ્ધવનૈયા,
પણ માયાનાં હતાં તુફાન.
એ પારખી કૈવર્તક કેશવ વદ્યા,
" ઉદ્ધવ ! ઉચ્છેદ માયાની ઇંદ્રજાળ,
ને સ્વયં પારખીશ કે 'અયમાત્મા બ્રહ્મ ।
हिरण्यमयेन पात्रेण सत्यस्यापिहितम् । "

એ વેણુલે......
ઉદ્ધવે નિહાળ્યું પાર્શ્વદૃશ્ય.
આભે હતાં તારલિયાનાં ફૂલચિત્રામણ,
ને રાત્રિના અંધકારને અંગે
સંકુચિત હતી દૃશ્યની ક્ષિતિજ.
સાગર ઘુઘવતો હતો,
ને દીપક બળતાં'તા નગરના
અનિરુદ્ધ આદિ કુમારોના મહેલેથી
સંગીત સંગે સુણાતાં'તા
નૂપુરના ને ઝાંઝરના નાદ
" માયા ! માયા ! ઓ ! માયા...!
ક્યાં છે તુજ ઇંદ્રજાળ ! "
એ ઉદ્ધવના મનસ્તરંગ
શું ઊછળીઊછળી
માયાને કાંઠે શમ્યા ?
" ઉદ્ધવ ! માયામય છે તું ! "

" મહારાજ ! તો આત્મઘાત કરી વિદારું માયા.
અપેક્ષા છે મુજને બ્રહ્મ–એકતારની ! "
" ઉદ્ધવ ! આત્મઘાત ન હોય આત્માનો.
દેહ હરીશ; પણ નહિ હણાય આત્મા ! "
" પ્રભો......! "
" ઉદ્ધવ ! પ્રારબ્ધ ભત્રે પૂરું થાય સંસારે
ને નાશવંત દેહના ભોગો અનુભવે.
નિષ્કામ કર્મે અંતઃકરણ થશે શુદ્ધ.
પછી અંતઃકરણના ચાંચલ્યદોષને કાજ
આવશ્યક છે ઉપાસના ને ભક્તિ.
અસંભાવના વિદારશે શ્રવણ–મનનથી,
અને પછી વિપરીત ભાવના ના
નિદિધ્યાસને ત્યજાશે ભ્રમ.
એ કીધા બે સોપાન
નિષ્કામ કર્મ ને ઉપાસનાનાં;
હવે ત્રીજું સોપાન જ્ઞાન ને પરાભક્તિનું
છે અંતઃકરણે વિચ્છેદવા
માયાના ઘેરાં આચ્છાદન.
જ્ઞાન ની ઉપાસનાએ
ક્ષર છે આ માયાવી સંસાર,
ને વિજ્ઞાન—વિશિષ્ટ જ્ઞાને
છે અક્ષર બ્રહ્મનો સાક્ષાત્કાર.
અપરિણામી, અવ્યક્ત છે

*નિર્વિકારી ને અનંત નિયંતા;*
પણ પૂર્ણ પ્રજ્ઞાને પછી
પરમ સત્ય અવ્યય બ્રહ્મતત્ત્વ છે ! ''

સાગર-તરંગ વાતા'તા
માનસ-તરંગે ડોલાવતા ઉદ્ધવજીને.
'' મહારાજ ! પછી શી નિષ્ઠા ? ''
'' ઉદ્ધવ ! એ પ્રાપ્તિએ લાધે છે
मनसो वृत्तिशून्यस्य ब्रह्माकारतया स्थितिः ।
याऽसंप्रज्ञाननामासौ   समाधिरभिधीयते ॥
મન થાય વૃત્તિશૂન્ય
ને વિચરે બ્રહ્માકારે ! ''
'' પ્રભો ! આ દેહ...? ''
' મુજ દેહ ' નું સંબોધન તજી પ્રથમ વાર
' આ દેહ ' નો નિર્દેશ કરી વદ્યા ઉદ્ધવ,
ને મલકામણે મલક્યા યોગેશ.
'' ઉદ્ધવ ! असम्प्रज्ञान समाधि પછી યે
છે तुरीयावस्था...
પણ તો ય રહેશે આછાંઆછાં
પ્રારબ્ધના લય પર્યંત
નાશવંત આ દેહનાં સ્મરણ
પછી स्मृतिरानिपात ।
ને એ દશાએ તૂટે છે હૃદયગ્રંથિ.

પછી સાગરે સમાય જેમ સરિતા
નામ ને રૂપ તજીને
એમ માનવદેહે વરયો
સર્વવ્યાપી આત્મા સ્વરૂપે મળે
પરબ્રહ્મના સાગર–આત્માએ !"
" પ્રભો ! નિષ્કામ કર્મ, ઉપાસના ને જ્ઞાન,
છે એ ત્રણ સાધન
પ્રથમ પારખ્યાં મેં,
હવે વિનંતી છે...
સંક્ષેપે કહેવા ભક્તિયોગ !"
" ઉદ્ધવ ! परानुरक्तिः भक्तिः ।
પરમ પ્રેમ છે પરબ્રહ્મનું સ્વરૂપ,
મનોદમન ને વાસનાત્યાગ
આત્મસાક્ષાત્કારનાં છે સાધન,
ને આત્મા ઓળખ્યે છે પરબ્રહ્મની ઝાંખી !"

વિશાળ...વિશાળ...વિશાળ...
ગુંજી રહ્યાં વિશાળતાનાં ગુંજન
ભક્તિભાવનાયુક્ત ઉદ્ધવહૈયાએ;
પણ પરાભક્તિ(જ્ઞાન)ની સમજણ
શું હજી યે અધૂરી હતી ?
" પ્રભો ! યાચું છું...
સંક્ષેપે કહો જ્ઞાનયોગ."

" ઉદ્ધવ ! ન હોય જે પહેલા
ને પછીથી ન હોય
એ નથી વચ્ચે;
અને જે છે પહેલાં
ને પાછળથી પણ છે
એ જ પદાર્થ વચ્ચે છે,
ને એ છે કૂટસ્થ બ્રહ્મ ! "

...અને એ જ્ઞાનચર્ચામાં
પ્રહર વીત્યા'તા રજનીના,
અને પ્રભાતે હતાં પ્રયાણ
રૈવતાચળની ગિરિમાળની તળેટીએ
કે જ્યાં યોગેશ્વર કૃષ્ણ
દેવતાયતનની કરવાના હતા સ્થાપના
કાળના પ્રયાણની તૈયારીને કાજ.
અર્ધ યદુનગર જાગ્રત હતું હજી.
" ઉદ્ધવ ! પધાર ગૃહે......
વહેલી પ્રભાતે છે ગમન
યદુઓનાં રૈવતાચળની છાયાએ ! "
" પ્રભો......! "
" ઉદ્ધવ ! યાદવ-સંહાર થશે પછી પ્રભાસે,
ને પૃથ્વીએથી ઊતરશે
કુરુક્ષેત્રના અવશેષ રહ્યા ભાર.

